કોળી સુબોધનો વધારો.

# ટ્રાંસવાલ કોળી હિતવર્ધક મંડળ જોહનીસબર્ગની અપૂર્વ બહાદુરીની એક યાદ અને કરાડી-મટવાડની પવિત્ર ભૂમિને ચરણે.

લેખક તથા પ્રકાશક—
જીવણજી દુલ્લભભાઈ પટેલ
કોળી સુબોધ કાર્યાલય—નવસારી.

# ગાંસવાલ કોળી હિતવર્ધક મંડળ

# જોહનીસબર્ગની અપૂર્વ બહાદુરીની એક યાદ.

---

આજે ગુજરાતની ૨૦–૨૫ લાખ કોળીની વસ્તિમાં ચારેક વરસથી કંઈક જાગૃતિ આવી છે અને વિદ્યાર્થી આશ્રમ, માસિક, વગેરે વિધવિધ પ્રકારની પ્રવૃત્તિઓ દ્વારા પ્રગતિનો પ્રવાહ આગળ વધે જાય છે. જગતમાં દરેક કાર્યોની આગળ મુશ્કેલીઓ અંતરાય રૂપે આવીને ઉભી રહે છે, તેમાં જે કાર્યો, ખરાં અંતરથી આરંભવામાં આવેલાં હોય છે તે, સામે આવેલી હિમાલયના પહાડ જેવી મુશ્કેલીઓને પણ તોડી ફાડી મેદાન કરી આગળ વધે છે. જે કાર્યો માત્ર દેખાદેખી કે માનપાનની લાગણીથી શરૂ કરવામાં આવેલાં હોય છે તે મુશ્કેલી આવતાં મંદ પડી જાય છે અથવા તો નાશ પામે છે. આજે કોળી વિદ્યાર્થી આશ્રમ––નવસારી, કોળી સુબોધ માસિક, વગેરે પ્રવૃત્તિઓની સામે પણ કેટલીક પ્રકારની મુશ્કેલીઓ આવીને ઉભી રહેલી છે. આ મુશ્કેલીઓ તે એ કે, પૈસા વગર કેમ ચાલશે ? તૂટી પડશે તો ? વગેરે વગેરે.

# આજે સ્થિતિ કેવી છે ?

કોળી વિદ્યાર્થી આશ્રમ ત્રણ વરસથી ચાલી રહ્યું છે એકંદર ૪૦ છોકરાઓએ તેનો લાભ લીધો છે. આજે પણ ૨૯—૩૦ છોકરા છે. ૭ સાત હજાર રૂા. રોકડ જમા છે. હજારો રૂા. નો સરસામાન છે. કોળી સુબોધ માસિકના પણ હજારો ગ્રાહક છે. આજે આવી આશાજનક સ્થિતિ છે. કામ ચાલુ છે તે વખતે જ્ઞાતિના કેટલાક જોખમદાર આગેવાનો હિંમત હારે છે અને કહે છે કે કેમ ચાલશે ? ટુટી પડવાનું ? પૈસા ખર્ચાઇ જવાના ? ભવિષ્યમાં નહિ ચાલે ? વગેરે વગેરે.

જે વખતે આવા આવા શબ્દો હમારા સાંભળવામાં આવે છે તેજ વખતે રા. ભાણાભાઇ ગોવિંદજી અને જ્ઞાતિ ભક્ત રણછોડજી ગોવિંદભાઈ તથા ટ્રાંસવાલ કોળી હિતવર્ધક મંડળ જોહનીસબર્ગની અપૂર્વ બહાદુરીની યાદ સ્વાભાવિક રીતેજ આવી જાય છે. જે વખતે એક પણ પૈસો જમા ન હતો, મંડળ કે કંઇનું નામ નિશાન પણ દેશ ખાતે ન હતું તે વખતે રા. ભાણાભાઇ ગોવિંદજી કરાડીવાળા દેશ ખાતે પરદેશથી આવી એક મંડળની સ્થાપના અને માસિક વગેરે કાઢવાની અપૂર્વ હિંમત કરે છે, સ્વપ્નુંને સત્ય ઠરાવ વિદેશ જાય છે તેજ વખતે જ્ઞાતિભક્ત વીર કેસરી રણછોડજી ગોવિંદભાઇ મટવાડવાળા દેશ આવે છે અને ફકત રૂા. ૫૦૦–૬૦૦ જેટલી નાનકડી રકમની મદદ વડે વિદ્યાર્થી

આશ્રમ પોતાને હસ્તે ખોલે છે. આશ્રમ ખોલી અમૂક સમય કામ કરી આ વીર નર પણ વિદેશ ગમન કરે છે.

દેશ ખાતે એકાદ માસિકનો અંક નીકળ્યો હશે, આશ્રમ ખોલાયાને એકાદ બે માસ થયા હશે તેજ વખતે ટ્રાંસવાલ કોળી હિતવર્ધક મંડળ રૂા. ૩૦૦૦ની રકમ એકદમ મોકલી આપે છે વળી માસિક કાઢવા માટે તો માસિક જન્મ્યું પણ નહતું તે અગાઉના રૂા. ૩૭૦ મોકલ્યા હતા. વાંચક ! આજે જે વખતે ઉપર બતાવ્યું તે પ્રમાણે હજારો રૂા. રોકડા જમા છે, રૂા. હજારોનો સરસમાન છે, ૨૫–૩૦ છોકરાથી ભરેલું એવું આશ્રમ છે. હજારો ગ્રાહકોથી અલંકૃત થયેલું માસિક છે તે વખતે એ તો ચાલવાનું નથી, તુટી પડશે વગેરે વગેરે શબ્દોના જેઓ ઉચ્ચાર કરે છે તેમની હિંમત અને જે વખતે કોઇ પણ પ્રકારનું નામ નિશાન પણ નહતું તે વખતે કાર્યનો આરંભ કરનાર મ. ભાણાભાઇ ગોવિંદજી તથા ફક્ત રૂા. ૫૦૦–૬૦૦ થી આશ્રમની શરૂઆત કરનાર જ્ઞાતિ ભકત રણછોડજી ગોવિંદજી તથા માસિક અને આશ્રમનું નામ સાંભળતાંની સાથેજ રૂા, ૩૦૦૦ ની મદદ કરનાર ટ્રાંસવાલ કોળી હિતવર્ધક મંડળ જોહનીસબર્ગની હિંમત, લાગણી, ઉદારતા, વગેરેની કિંમત કેટલી હશે તે તોલ કરવાનું તમોનેજ સોંપુ છું.

ધન્ય ટ્રાન્સવાલ કોળી હિતવર્ધક મંડળ ધન્ય ! ગુજરાતની ૨૦-૨૫ લાખ કોળીની વસ્તિનાં સમગ્ર મંડળોમાં પ્રધાનપદ પહેલો નંબર—તો તમારોજ છે. તમારી અપૂર્વ બહાદુરી, સાચો વિશ્વાસ, અડગ નિશ્ચય, અને અસાધારણ ધીરજના પ્રતાપનેજ આજની ચળવળ અને સર્વ સ્થિતિ આભારી છે. ગુજરાતની કોળી કોમમાં જે નવજીવનનો સંચાર થઇ રહ્યો છે, જે ઉન્નતિના અભિલાષ માટેની જે વિજયપતાકા ફરકી રહી છે તે સર્વ તમોનેજ આભારી છે. પણ શામાટે ?

તમારી અપૂર્વ હિંમત, અને કર્ત્તવ્યપરાયણતા માટે.

કારણ ?:—

કારણ એજ છે કે, તમોએ જો પ્રથમ સાહસ કરી અપૂર્વ મદદ ન કરી હોત તો આજે જે સ્થિતિ છે તે બીલકુલજ ન હોત. આજે હજારો રૂા. જમા હોવા છતાં ત્રણ ત્રણ વરસથી કામ ચાલુ હોવા છતાં જેઓ ચાલશે કે કેમ ? એવો પ્રશ્ન લાવી બીએ છે—ભાગે છે—તેઓ તમારી મદદ ન હોત તો શું કરી શકત ?

તમોએ સાહસ પ્રથમ કર્યું તે જોઇ અનેક મંડળો અને પુરૂષોએ પછી હિંમત કરી મદદ કરી.

## જો પૈસા બેંકમાં નાખી મૂકયા હોત તો ?

કેટલાંક મંડળોએ પૈસા ભેગા કરી બેંકમાં નાખી મૂકયા છે અને ઠીક ચાલે તો મોકલવા, કદાચ મોકલીએ ને કંઇ

વિઘ્ન આવે તો ? વગેરે વિચારો જો તમે પ્રથમ કરેલા હોત તો તો આજની સ્થિતિ જોવાને ગુજરાતની રંક બિચારી કોળી કોમ ભાગ્યશાળી નજ થાત. હરકોઇ કાર્યમાં લાભ હાની તો આવે છેજ. પરંતુ જેઓ લાભ હાનીનો વિચાર કરી ડરી ન જતાં હિંમતપૂર્વક આગળ વધે છે તે હાની આવતાં તેને પણ ન ગણકારતાં અને લાભ થાય તો તેથી ન સંતોષ માની જતાં આગળ વધેજ જાય છે.

## ટ્રાંસવાલ કોળી હિતવર્ધક મંડળ શું પાછી પાની કરશે ?

ગુજરાતની ૨૦–૨૫ લાખ કોળીની વસ્તિની આગેવાની લઇ જે મંડળે સમગ્ર ગુજરાત (ગુજરાતના કોળી ભાઇઓ)ને નવજીવનના રસમાં તરબોળ કરી મૂકેલ છે તે હવે પાછી પાની કરે એમ કોનાથી કહી શકાય ? જે મંડળે રૂા. ૩૦૦૦ હજાર જેવી કિંમતી રકમ શરૂઆતમાં સંપૂર્ણ સત્તા સંપૂર્ણ વિશ્વાસ રાખી સોંપી હતી અને તેથીજ આજની સર્વ પ્રવૃત્તિ આગળ વધી છે તે મંડળ અપૂર્વ ઉત્સાહ સાથે આગળ કામ વધાર્યેજ જશેજ. ધન્ય છે ટ્રાન્સવાલ કોળી હિતવર્ધક મંડળના બાહોશ પ્રમુખોને તથા દક્ષિણ આફ્રિકાની કોળી કોમના સિંહ સમાન પ્રતાપી ટ્રાંસવાલ કોળી હિતવર્ધક મંડળના સેક્રેટરીને અને ધન્ય છે સદર મંડળના સર્વ સભાસદોને !

## લાભ હાની.

જગત્માં એવો એક પણ પુરૂષ નથી કે જેણે ભૂલો કરીજ ન હોય તેમજ જગત્માં એવો પણ કોઇ પુરૂષ ન હશે કે જેમાં બધાજ અવગુણો છે અને એક પણ ગુણ ન હોય. ગુણ અને અવગુણો એ દરેક વસ્તુમાં અને મનુષ્યોમાં રહેલાજ છે. જગત્માં માણસોએ એકલા લાભનેજ જોવાનો નથી પણ સાથે હાનિને પણ જોવાને તૈયાર રહેવું જોઇએ. લાભ અને હાનિ એનો પરસ્પર સંબંધી છે અને એ હમેશાં એક બીજાની પાછળ આવે છેજ. મનુષ્યની ખરી પરીક્ષા આ સમયેજ છે. જ્યારે લાભ થાય છે ત્યારે જે મનુષ્ય ફુલાઇ જાય છે અને હાનિ થતાં—મુશ્કેલી—આવતાં ડરી જઇ ભાગે છે તે મનુષ્ય સ્વાર્થી અને બાયલાપણાની કોટીમાં મૂકામ છે. આપણામાં સૌ કોઈ વાત કરવા બેસે અગર ભાષણો કરવા બેસે અથવા તો બીજાઓને શીખામણ આપવા બેસે છે તે વખતે કહે છે કે, “ માન અપમાનને સમ ગણી ચાલવું, સુખ દુઃખનું જોડુ છે, હમેશાં સમતા રાખવી ” વગેરે વગેરે. આ વાત કરનારા અને બીજાઓને શીખામણ આપનારાઓ જ્યારે પોતે આવી બાબતમાં સપડાય છે ત્યારે પેલો ઉપદેશ ભૂલી જઇ પોતેજ કાર્યો છોડી દેવા કે ભાગી જવા તૈયાર થાય છે. પરીક્ષામાં પાસ તો ત્યારેજ થાય કે જ્યારે સર્વ કંઇ લાભ હાની સહન કરી કાર્ય ઉપર સ્થિર રહે.

થોડા વખત ઉપર ઇંગ્લાંડ ખાતે એક મુકદમો લડતાં લો. મા. તિલક હારી ગયા હતા અને રૂા. ત્રણ લાખનો ખર્ચ થયો હતો તો તે વખતે હિંદુસ્થાનની પ્રજાએ લો. મા. તિલકને શું રૂા. ત્રણ લાખ ઉઘરાવીને ન આપ્યા હતા કે? મુકદમો હારીગયા માટે લોકોએ લો. મા.ને છોડી ભાગી જવાનું ડોળ કર્યું હતું કે? નહિ નહિ. ભારતની પ્રજાએ લો. મા. ને મુકદમો હાર્યા તો ભલે પણ ટેકો આપ્યો હતો. લો. મા. તિલકનો બીજો એક દાખલો લઇએ. દેશહિતનું કામ કરતાં જ્યારે છ વરસની જેલ ભોગવવી પડી ત્યારે જેલ ભોગવ્યા પછી પણ શું તેમણે દેશસેવા ફરી જેલ ભોગવવી પડે એમ ધારી છોડી દીધી કે? નહિજ. ત્યારે જેઓ એક વખત હરકોઇ પ્રકારનાં કામો માથે લે અને પછી મુશ્કેલી આવતાં ડરી જઈ નાસભાગ કરે તે વીરતાનું લક્ષણ છે કે કાયરપણાનું તે વાંચકેજ વિચારી લેવું.

જે મનુષ્ય, જે દેશ, અને જે જાત લાભ હાનિ બન્નેનો સ્વીકાર ન કરતાં એકલા લાભનેજ સ્વીકારવા તૈયાર હોય તેનો અવશ્ય નાશ થાય છેજ. કારણ કે ખરેખરો લાભ તો હાનિ—મુશ્કેલીઓની પાછળજ સંતાયલો હોય છે.

### એક શંકા.

ઉપરની સર્વ બીનાઓ ઉપરથી વાંચકને શંકા થશે કે લેખકે પોતે મંડળના સેક્રેટરી તરીકેનું આશ્રમના અધિષ્ઠાતા

તરીકેનું કામ છોડી કોળી સુબોધની એકજ જવાબદારી શા માટે પોતાને શિર રાખી છે. આનું કારણ એ છે કે, જો લેખક પોતેજ દરેક કામ પોતાને શિર રાખે તો કાર્યોમાં અવ્યવસ્થા ઘણાં કામોને લીધે થાય અને બીજું મહત્વનું કારણ તો એ છે કે એકજ માણુસ કામો બધાં કરે તો બીજાઓને તે કામો કરવાની અને માહિતી લેવાની તક મળે નહિ. કોળી કોમમાં અનેક માણુસોએ માહિતગાર થવાની જરૂર છે કારણ કોમ બહુ મોટી છે અને તે સાથે છેક પાછળ છે જેથી એના ઉદ્ધાર માટે અનેકાનેક કાર્ય કરતા પુરૂષોની જરૂર છે. આ બાબતનો વિચાર કરી હમે સેક્રેટરીનું કામ રાજીખુશીથી અન્ય બંધુને સોંપ્યું છે અને તેજ પ્રમાણે આશ્રમના અધિષ્ઠાતા તરીકેનું કામ પણ સોંપ્યું છે.

## હમો શું કરીશું.

કોળી સુબોધ મારફત મંડળ અને આશ્રમના લાભ માટે જે જે બાબતોની જરૂરીઆત છે તે તે મેળવવા ઉત્સુક રહીશું. ટુંકમાં એ બેઉ ખાતાંના લાભ માટે કોળી સુબોધ મારફત પ્રયત્ન કરતા રહીશું. હમો એ કાર્યોથી જુદા નથી પણ તે સર્વ કામોજ હમારા અંતઃકરણમાં વસી રહેલાં છે. જ્યારે એ કામોજ હમારા અંતરમાં વસી રહેલાં છે ત્યારે હમો એ કામોથી અલગ છીએ એમ કેમ કરી કહી શકાય ?

# કરાડી—મટવાડની પવિત્ર ભૂમિને ચરણે.

નીલ સિંધુ જલ જેને હરહમેશ સ્નાન કરાવી રહેલ છે, સમુદ્રમાં વહાણો મારફત મુસાફરી કરી વેપાર રોજગાર કરનાર એવી સાહસિક જાતિ જેના ઉપર વસી રહેલી છે, મહાશય ભાણાભાઇ ગોવિંદજી અને જ્ઞાતિભક્ત રણછોડજી ગોવિંદભાઇ જેવા કોળી જ્ઞાતિ ઉધ્ધારક વીરો જેણે ઉત્પન્ન કર્યા છે એવી કરાડી—મટવાડની પુણ્ય ભૂમિ તને વંદન છે. ગુજરાતની ૨૦–૨૫ લાખ કોળીની વસ્તિ અજ્ઞાન અંધકારની મધ્ય રાત્રિનાં ઘોર અંધકારમાં ચુપચાપ સુઇ રહી છે. બાળ લગ્ન, દહાડીપાણી, નાતરાં, વ્યસનો, ખાલી ઠાઠમાઠ, વગેરેમાં હજારો રૂપિયાની રેલછેલ જમીન અને ઘર વેચાણ આપીને પણ ચાલી રહેલ છે, લાખો જ્ઞાતિજન ભૂખમરાની બેડીમાં જકડાઈ રહેલાં છે, સેંકડો યુવાન બાળાઓ અને સ્ત્રીઓ જીન જેવાં કારખાનામાં દૂર દેશાવર જઇ સ્વતંત્ર અને સ્વચ્છંદપણે ચારિત્રહિન જીવન ગુજારી રહેલ છે. સમસ્ત કોમની સ્ત્રીઓ કેવળ અજ્ઞાન, વહેમ, અને ઇર્ષા જેવા ગુણોથી સજ્જ થઈ સંસારને અતિ કલેશમય બનાવી રહેલ છે, તેવા સમયમાં એ જાતિના ઉદ્ધાર માટે કોણ ઉન્નતિની વીર હાકનો ઝુંડો લઈ ગુજરાતનાં રણક્ષેત્ર ઉપર બહાર આવે છે?

બીજું કોઇ નહિ પણ કરાડી–મટવાડની
પવિત્ર ભૂમિ ! તારા વીર પુત્રો મહાશય ભાણાભાઇ
ગોવિંદજી અને જ્ઞાતિભક્ત રણછોડજી ગોવિંદજીજ.

કાંઠા વિભાગની સ્ત્રીઓના અસભ્ય પહેરવેશમાં સુધારો કરવા સભા પહેરવેશ હજારો લોકોની અવગણના વચ્ચે પોતાની પત્નીને પહેરાવી સભ્ય પહેરવેશની પ્રથા ચાલુ કરનાર, તથા જ્યાં સુધી કોમના ઉદ્ધાર માટે બૉર્ડિંગ હાઉસ ચાલુ નહિ થાય ત્યાં સુધી મૂછ નહિ રાખવી એવી પ્રતિજ્ઞા લઇ તે પ્રતિજ્ઞાને સફળ કરનાર વીર નર કોણ હતો ?

કરાડી—મટવાડની પવિત્ર ભૂમિ ! તે તારો
વ્હાલો પુત્ર રણછોડજીજ.

જે વખતે જ્ઞાતિમાં કોઇ પણ પ્રકારની હિલચાલ ન હતી તે વખતે વિદેશથી દેશ આવી મંડળ સ્થાપન કરવામાં પહેલ કરનાર, મંડળના હિત માટે સને ૧૯૧૬ના ચોમાસામાં ગામેગામ, ફળીએ ફળીએ, અને ઘેરેઘેર, તથા વરસાદના પાણીથી ભરપુર એવી નદીઓ, કોતરડાંઓ, અને ખાંજણો તથા કાંટા કાંકરા અને ઘુંટણ ઘુંટણ સમા કાદવમાં આખું ચોમાંસું મુસાફરી કરી કોળી સુબોધ માસિક માટે ગ્રાહક મેળવનાર અને આશ્રમ માટે ફંડ ભેગુ કરનાર, તથા કાંઠા વિભાગમાંથી એટલુંજ નહિ પણ સમસ્ત ગુજરાતમાંથી

પોતાની પત્નીને શિક્ષણ અર્થે સુરત વનિતા વિશ્રામમાં દાખલ કરી સ્ત્રી સુધારણાની એ પ્રથા ચાલુ કરનાર કોણ હતું ?

બીજું કોઇ નહિ પણ કરાડી—મટવાડ !
તારો નમ્ર અને અડગ નિશ્ચયી ગુપ્તપણે
કામ કરનાર મુંગો પુત્ર
ભાણાભાઇ ગોવિંદજીજ.

વાંચક અહિં શંકા કરશે કે કરાડી—મટવાડ અને રણછોડજી તથા ભાણાભાઇને માટે આટલું બધું કેમ માન છે ! શું લેખકને કંઇ સ્વાર્થ હશે કે શું ? વ્હાલા વાચક ! જરા શાંત ચિત્તે નીચેની બાબત ઉપર મનન કરશો તો શંકા સમાધાન સ્વયંજ થઇ જશે.

આજથી કેટલાંક વરસો પર જ્યારે કંઇ પણ હિલચાલ ન હતી તે વખતે એ બે વીર નરોએ જે કાર્યો ઉપર બતાવ્યાં તે પ્રમાણે કરેલાં છે તો તે માટે કેમ એઓ ધન્યવાદને પાત્ર નથી ?

છેવટ કરાડી મટવાડની પવિત્ર ભૂમિ અને જ્ઞાતિભક્ત રણછોડજી ગોવિંદભાઇ તથા કોળી કોમના ગુપ્ત સેવક ભાણાભાઇને પુનઃ પુનઃ વંદન કરી વીરમું છું.





છપાવી પ્રસિદ્ધ કરનાર:—

**જીવણજી દુલ્લભભાઈ પટેલ.**

તંત્રી કોળી સુબોધ

કોળી સુબોધ કાર્યાલય—**નવસારી.**



છાપનાર:—

ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક.

શ્રી **"અનાવિલ"** પ્રિન્ટીંગ પ્રે

અરાનપુરી ભાગળ—**સુરત.**

